ૐ

શ્રી અંબીકાયૈ નમઃ

# રત્ન—દિપક.

ભાગ ૧ લો.

[illegible] સંગ્રહ. નીતિ [illegible] ભરેલા પદ ભાગ

રચી પ્રસિદ્ધ કર્તા

ડાહ્યાભાઈ બાબરભાઈ પટેલ—નડીયાદ.



અમદાવાદ પીરમશાના રોજા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ ગાગાભાઈ ચકુભાઈએ છાપી.

પ્રથમા આવૃત્તિ    પ્રત ૨૦૦૦    સને ૧૯૧૦

કિં. ૦—૨—૭

ૐ

શ્રી અંબીકાય નમઃ

# રત્ન—દિપક.

## ભાગ ૧ લો.

---

એક સુબોધ, નીતિ રસથી ભરેલી વાર્તા માળા.

---


રચી પ્રસિદ્ધ કર્તા

ડાહ્યાભાઇ બાબરભાઇ પટેલ—નડીયાદ.


---


અમદાવાદ—પીરમશાના રોજા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ

પ્રેસમાં પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપી.

---

પ્રથમા આવૃત્તિ પ્રત ૨૦૦૦ સને ૧૯૧૦

---

કિં. ૦—૬—૦

# અર્પણ પત્રિકા.

## પ્રિય મિત્ર વર શિવપ્રસાદ, ગોપાળરાય કંથારીયા
## શુભસ્થળ-નડીયાદ

આપનો મારી પ્રત્યેનો મિત્ર ભાવ, આપના અપુર્વ સ્નેહનું ઝરણ, વળી સમયો ચિન્ત સુચનાઓ તેમજ આપની યથા યોગ્ય સહાયા ર્પણથી આકર્ષાઇ, આપણા મૈત્રીય ભાવની દ્રઢતાની યાદગીરી દાખલ આ લઘુ પુસ્તકાર્પણ આપનેજ કરવામાં આનંદ માનું છું!

**નડીયાદ**
કંથારીયા ચકલા.
તા. ૧ સપ્ટેંબર ૧૯૧૦

**લી.**
આપનો સ્નેહી.
**ડાહ્યાભાઇ બાબરભાઇ પટેલ**

# રત્ન-દિપકની અનુક્રમણીકા.





આ ચોપડી મળવાનું ઠેકાણું—

**ડાહ્યાભાઇ બાબરભાઇ પટેલ-નડીયાદ**

# વાર્તા ૧ લી.

---

## ચાર લાખનું ઇનામ.

મનહર પુરી નગરીમાં આત્મારામ નામક એક વિદ્વાન બ્રાહ્મણ વસતો હતો. તેને એક પુત્ર હતો, જેનું નામ વિવેકસાગર રાખવામાં આવ્યું હતું. વિવેકસાગરને તેની બાલ્યાવસ્થાથીજ દુર્જન મિત્રોના સહવાસમાં રહેવાનો પ્રસંગ મળવાથી, તે દિન પ્રતિદિન બગડતો જતો હતો; અર્થાત નામ પ્રમાણે ગુણ તે ધરાવતો નહતો. એક વખત પોતાના પુત્ર વિવેક સાગરને પાસે બોલાવી આત્મારામ તેને શિખામણ રૂપી બોધ વચનો સંભળાવતા હતા. પિતાએ દીધેલા મીઠાં અમૃતમય, બોધવચનોને ઝેર તુલ્ય માની લઇ તેનો તિરસ્કાર કરી, વિવેકસાગર ગુસ્સો દર્શાવી ત્યાંથી ચાલ્યો ગયો. આત્મારામ આથી ઘણોજ દિલગીર થયો અને પોતે વિચાર કર્યો કે આ હદપાર ગએલા પુત્રને ગમે તે પ્રયત્ને પણ સુધારવો જોઇએ; કારણ કે કાબુરૂપી લગામ જરાપણ ઢીલી મુકતાં પુત્ર છેક વંઠી જશે એમ તેને લાગ્યું; તેથી પોતાના એક અંગદ મિત્રને આ પુત્ર સુધારવા ફરમાવ્યું, આત્મારામના તે મિત્રે એક જોષીરાજને બોલાવ્યા અને વિવેક સાગરને સદબોધ આપી સુધારાના પાયા ઉપર લાવી મુકવા જણાવ્યું; અને કહ્યું કે જો તેને સુધારવાના પ્રયાસમાં તમે ફતેહમંદ નીવડશો તો આત્મારામ તમને મોટું ઇનામ આપશે. જોષીરાજ તરત વિવેકસાગર પાસે ગયા, તેને કેટલીક રીતે સમજાવ્યો અને કહ્યું કે " તમે તમારા પિતાનું અપમાન કરી તેનો તિરસ્કાર કર્યો માટે તમે શાસ્ત્રોક્ત રૂઢી પ્રમાણે નર્કના અધિકારી થયા છો. " જોષીરાજ

નું આવું બોલવું સાંભળી વિવેકસાગર ઉંડા વિચારમાં પડી ગયો, અને આ મહા પાતકનું નિવારણ શી રીતે કરી શકાય તે જણાવવા નમ્રતા પુર્વક આજીજી કરવા લાગ્યો. જોષીરાજે કહ્યું " તમે જેવી રીતે તમારા પુજ્ય અને વડિલજનનો તિરસ્કાર કર્યો છે, તેવીજ રીતે તમે જેના પુજ્ય અને વડિલ છો તેના તરફથી તમારો તિરસ્કાર થવા પામે તોજ એ તમારાથી થયેલા મહા પાતકનું નિવારણ થઇ શકે એમ છે. " આ કથન સાંભળતાંજ તેણે પોતાના શ્વસુર ગૃહ ( સાસરા ) તરફ પ્રયાણ કર્યું; ત્યાં પહોંચતાંજ ' જમાઇરાજ પધાર્યા; ' વિગેરે શબ્દોનો ધ્વની કર્ણ ગોચર થવા લાગ્યો; જમાઇને સાસરા તરફથી સારો આવકાર મળ્યો. થોડા દિવસ ત્યાં રહ્યા પછી પોતાના સસરાને વિવેક સાગરે જણાવ્યું કે ' મારો વિચાર જંગલમાં રહી ત્યાં બકરાં ચરાવવાનો થાય છે. ' જમાઇનું આવું સાહસ ભરેલું બોલવું સાંભળી તેના સસરાએ કહ્યું કે " આપણે ઉંચ્ચ પંક્તિના મનુષ્યો તેથી આપણાથી એવું નિચ કર્મ કરાય નહિ. લોકો નિંદા કરે, અને નાત જાતમાં હલકા પડી જઇએ; માટે કાંઇક વિચાર ફેરવો તો સારૂ, " આવી રીતે તેને ઘણો સમજાવ્યો. પરંતુ તે એકનો બે થયો નહિ; સસરાની શિખામણનો તેણે અનાદર કર્યો. આખરે સસરાએ તેને ચાર પાંચ બકરીઓ ખરીદી આપી, એટલે તે બકરીઓને લઇ તે જંગલમાં ગયો અને એક નાની પર્ણ કુટી બનાવી ત્યાં નિવાસ કર્યો. પોતાના સસરાને તેણે જણાવ્યું કે ' ભોજન કરવા હું ઘેર આવવાનો નથી માટે દરરોજ ભોજન મારી પર્ણ કુટીએ મોકલવું; ' પહેલે દિવસે પરોણા, બીજે દિવસે પાઇ, ત્રીજે દિવસે રહે તેની અક્કલ ગઇ !' એ કહેવતને અનુસરીને વિવેક સાગરની સાસુએ પોતાની પુત્રી સાથે પહેલે દિવસે મિષ્ટ ભોજન સુવર્ણના થાળમાં મોક

લયું. તેની સ્ત્રી થાળ લઇ પણું કુટીએ ગઇ અને પતિનાં મુખ આગળ આણેલો થાળ રજુ કર્યો. વિવેક સાગર ખાઇ રહ્યા એટલે તેની સ્ત્રી બોલી, " પ્રાણનાથ ! આપના પિતા તેમજ સસરાની કીર્તીને ખંડીત કરી કલંક લગાડે એવું કર્મ કરવા તમને કોણે સુચવ્યું ? કે નાહક આ ઉપાધી લઇ બેઠા છો. " તેના પતિએ જવાબ ન આપ્યો. એટલે તે ત્યાંથી ચાલી ગઇ. બીજે દિવસે સાસુએ ત્રાંબાના થાળમાં, ત્રીજે દિવસે પિતળના થાળમાં અને ચોથે દિવસે માટીના વાસણમાં, ઉતર તું ભોજન મોકલવા માંડયું. હવે તેની સ્ત્રી પણ તેનાથી કંટાળી ગઇ હતી તેથી પોતાના પતિને કહેવા લાગી " આતે શું નકામા ઢોંગ કરવા માંડયા છે ? કોડીની કમાઇ નહિ અને ઘડીની નવરાઇ નહિ: તેવી રીતે બીજાને નાહક ખોટી કરો છો. આમ મારી આગળ તો નહિ ચાલે, સમજ્યા ? હવે તો હદ થઇ; ઘેર ચાલો ઘેર. " સ્ત્રીના આ શબ્દો સાંભળી વિવેક સાગરે તેને શાંત થવા જણાવ્યું અને પોતે ચાર શ્લોક બનાવી તેને આપ્યા તે નીચે પ્રમાણે છે:—

૧. આવ કહેતાં આવ લીજીએ, લાખ રૂપીઆ ઉસીકા.

૨, બેઠ કહેતાં બેઠે લીજીએ, લાખ રૂપીઆ ઉસીકા.

૩. ખા કહેતાં ખા લીજીએ, લાખ રૂપીઆ ઉસીકા.

૪. જેનો દગો તેને ખાય, લાખ રૂપીઆ ઉસીકા.

ઉપરના ચાર શ્લોક બનાવી પોતાની સ્ત્રીને આપ્યા અને કહ્યું કે " હે ! સ્ત્રી ! આ શ્લોક લઇ તું ભોજરાજાના દરબારમાં જજે અને તેને આપજે એટલે તને ભોજરાજા ચાર લાખ રૂપીઆ આપશે " પતિનાં આવાં વચનો સાંભળી તે સ્ત્રી દરબારમાં ગઇ અને પેલો પત્ર રા

જાના હાથમાં મુકયો. પત્ર વાંચતાંજ રાજા ખુશી થયો અને તે સ્ત્રીને ચાર લાખ રૂપીઆ અપાવ્યા. રૂપીઆ લઇ હરખાતી તે સ્ત્રી ઘેર ગઇ અને પોતાના પિતાને સઘળી બનેલી બિનાથી વાકેફ કર્યો. તેનો પિતા તરત જંગલમાં ગયો અને જમાઇને ફરી સમજાવ્યો, અને ઘેર આવવા વિનવણી કરી. હવે પોતાનું કામ પુરૂં થયું જાણી વિવેક સાગર ઘેર આવ્યો અને આનંદમાં દિવસો વિતાવવા લાગ્યો.

## ચાર શ્લોકનો અનુભવ.

પેલા શ્લોકના કાગળને ભોજરાજાએ સુવર્ણના તકતામાં મઢાવી પોતાના શયન ગૃહમાં લટકાવ્યો. કેટલાં એક વર્ષ વિત્યાબાદ રાજાએ વિચાર કર્યો કે આ એક કાગળના ટુકડાનાં ચાર લાખ રૂપીઆ આપ્યા તે વ્યર્થ ગયા કારણ કે શ્લોક કંઇજ કામમાં આવ્યા નહિ. આવો વિચાર ઉપજવાથી રાજ્યપાટ પ્રધાનને સોંપી પોતે દેશાટન કરી શ્લોકનો અનુભવ મેળવવા નીકળી પડયા પોતાનો કીમતી પોષાક રસ્તામાં એક ભીખારીને આપી દીધો અને તેનો જુનો પોષાક પોતે પહેરી લીધો. મુસાફરી કરતાં કરતાં પોતે કંચન પુરીમાં આવી પહોંચ્યા ત્યાં વિરસિંહ નામક રાજા રાજ્ય કરતો હતો, તેને ભોજ રાજા મળ્યા અનેનો કરી માગી વિરસિંહે પોતાને ત્યાં નોકરી આપી: ભોજ રાજાને ફક્ત કામ એટલુંજ કરવાનું હતું કે રાજા વિરસિંહને સ્નાન કરાવવું અને તે વખતે તેની તહેનાતમાં રહી ચાકરી ઉઠાવવી ત્યાં કેટલા એક માસ વિત્યા; ભોજરાજાએ પોતાનું નામ બદલી વિકાજી રાખ્યું હતું. વિકાજી સૌને પ્રિય થઇ પડયો હતો. એક સમયે શિયાળાની ૠતુ ચાલતી હતી; તાઢ

સખ્ત પડતી હતી અને વિરસિંહજી સ્નાન કરી રહ્યા કે તરતજ તેમણે વિકાજીને કહ્યું " વિકાજી ! મારા દિવાનખાના પાસેની ઓરડીમાંથી લીલી શાલ લઇ આવો " વિકાજીશાલ લેવા દોડ્યો અને દિવાનખાના નજીક આવ્યો તો અંદર કાંઇક ગરબડ ગોટાળા વાળની રાજકુમારીને જોઇ તેથી પોતે અંદર પ્રવેશ ન કરતાં બ્હારથી બીજી લાલ રંગની શાલ આણી રાજાજીને આપી, રાજાને આ સમયે ટાઢ લાગતી હોવાથી તે શાલ તેણે ઓઢી લીધી અને વિકાજીને આ બાબત કશું પુછ્યું નહિ. હવે દિવાન ખાનાના ગરબડ ગોટાળા તરફ વાચકોનું ધ્યાન ખેંચીયે છીયે. રાજાની કુંવરી તેના માળીયાર સાથે જાર કર્મ કરી રહી હતી, વિકાજીએ કુંવરીને જોઇ અને કુંવરી વિકાજીને જોઇ ગઇ. આજથીજ વિકાજીનું કાસળ કાઢવા કુંવરીએ દ્રઢ નિશ્ચય કર્યો. એક દિવસ વિકાજીને કુંવરીએ બોલાવ્યો અને એક ચીઠી આપી તે કોટવાળને આપી આવવા ફરમાવ્યું. વિકાજી ચીઠી લઇ કોટવાળને આપવા ચાલ્યો, માળીનું ઘર રસ્તામાંજ આવતું હતું; અને માળી અત્યારે બ્હાર ઓટલે બેસી હુકો ગડગડાવતો હતો. વિકાજીને જતા જોઇ તેણે બોલાવ્યા અને પુછ્યું 'વિકાજી ! ક્યાં જાઓ છો ? આવો આવો, બેસો તો ખરા " વિકાજી બોલ્યા "ભાઇ ભાઇ આટલો કાગળ કોટવાળને પહોંચાડવાનો છે. કુંવરીનો તાકીદ હુકમ છે માટે જાઉં છું. " માળી બોલ્યો " અરે જવાય છે. જરા મેવો તો ખાતા જાઓ. અને જો ઉતાવળ હોય તો લાવો પત્ર હુંજ આપી આવું. " વિકાજીના ના કહેવા છતાં માળી તે કાગળ લઇ કોટવાળને ત્યાં ગયો. હવે તે પત્રમાં કુંવરીએ એમ લખ્યું હતું કે " આ પત્ર લઇ આવનારને તુર્ત ગરદન મારજો " કુંવરીનો આવો હુકમ હોવાથી કોટવાળે માળીનો શિરચ્છેદ કર્યો ઘણીવાર થવાથી વિકાજી અકળાઇ

ગયા. મ્હાં આગળ પડેલાં ફળ ખાવાં રહેવા દીધાં અને કોટવાળના ઘર તરફ ગયા. ત્યાં માલુમ પડયું કે માળીને તો મારી નાખ્યો છે. પોતે તેજ વખત પેલા ચાર શ્લોક યાદ કર્યા અને અનુભવ મળ્યો જાણી રાજાની રજા લઇ પોતાના રાજ્યમાં ગયા. ખરેખર ! જેને રામ રાખે તેને કોણ મારે ! માણસ ધારે છે શું અને થાય છે શું ? એટલી તો સત્ય વાત છે કે સત્યનોજ જય છે. અને જુઠનો સદા પરાજય છે.

---

## વારતા ૨૭.

---

### અભક્ષા ભક્ષ કેમ ત્યજવો ?

ઇંગ્રેજી રાજ્યની શરૂઆતમાં એક યુરોપીયન અમલદાર પોતાના જેવું વર્તન તેમજ પોતાની રીતભાત રાખવા માટે તથા ધર્મ ઉપર વાદ વિવાદ ચલાવવા માટે અનેક સાધુ સંતને પોતાની પાસે બોલાવતો હતો અને પુછતો હતો કે " તુમેરે અંદર ઓર હમેરે અંદર કયા તફાવત હય ? " આવા નિરર્થક પ્રશ્નો પુછી સાધુને તે ગભરાવી નાખતો અને તેને પોતાનો ખોરાક ખવરાવી ભ્રષ્ટ કરી, પછી જવા દેતો હતો. આ વાત આખા હિંદુસ્થાનમાં ફેલાઇ ગઇ. સાહેબના ઉપરના પ્રશ્નોનું સમાધાન કરનાર કોઇ નીકળ્યો નહિ. આખરે શ્રી પ્રભુ સાધુનો વેશ લઇ

તે સાહેબના તંબુ આગળ થઈ જવા લાગ્યા. સાહેબે આ સાધુ મ્હારાજ ને બોલાવી મંગાવ્યા અને બેસવાને ખુરશી આપી પછી સાહેબે તે સાધુને પુછયું કે “ મહારાજ ! તુમેરીઓર હમેરે અંદર કુછ તફાવત હય!” હય!” મહાત્માએ જવાબ આપ્યો, “કુછ બી નહિ; તુમબી મનુષ્ય હો, હમ બી મનુષ્ય હય; ફિર તફાવત કૈસા ! ”

અમલદાર—“ જોઈસ બાતમેં તફાવત નહિ હય તો તુમારા વ હમારા ખાનાકી અંદર તફાવત કીસ તરેહસે હોયગા ? ”

સાધુ—“ ઉસમેં બી કુછ તફાવત નહિ હય. ”

અમલદાર—“ તો હમેરા ખાના તુમ ખાઓગે. ”

સાધુ—“ જો તુમ હમેરા ખાના ખાઓગે તો હમબી આપકે ખાને ખાલેંગે. ”

અમલદાર—“ બહુત અચ્છા; વોશર્ત હમોને મંજુર હય. ”

સાધુ—“ ઐસા ઝબાનકા કરોર હમ સચ નહિ માનતા હું; સો તુમ લેખ લીખદો તો બહુત અચ્છા. દેખો સાબ ! ”

આપ બડે આદમી હો, હમતો જંગલમેં ભીટકનાર સાધુ હું; શાયદ આપ કુછ ફીરજાવો તો હમ કયા કરે ! હમ જીસ તરેહસે આપકુ લીખ દેતે હય ઐસી તરેહસેં આપભી લીખ દો. દેખો અબ સુનો; યક તલવાર મેરેકું ભેજો ઓર યક આપકી પાસરે તો; ફીર કાગઝ મેંલી બોકિ ‘ જો અમલદાર સાહેબ હમેરાખાના ન ખાવે બો ઉસકા શીર સાધુ કાટલેવે ઓર અમલદાર કાખાના સાધુ ના ખાવે તો ઉસ્કા શીર અમલદાર કાટલેવે. ’ કયૌં મંજુર હેના ! ”

અમલદાર—" હાં ! હાં ! હય ! " ( સિપાઇને હાંક મારી કહે છે )—

" બબરચી ! ખાના લાવ ! " થોડા સમયમાં એક બબરચી ગોસ્ત વિગેરે ચીજો ટેબલપર મુકી ગયો; એટલે અમલદાર બોલ્યા, " મહારાજ આપ ખા લ્યો. "

સાધુ—" ખાના તો આયા, મગર હમેરે પ્રભુકો આચમન કીયા બાદ હમ ખાવેંગે; તુમ ચલાવ. " સાધુએ હાથમાં જળી લઇ ઉભા થઇ થાળીની અંદર તેમજ બહાર છાંટયું.

અમલદાર—" એ ! યુ ! સાધુ ! એ તમને કયા કીયા ! સબ ખાના ખરાબ કીયા. "

સાધુ—" કયોં કિસ તરહસે ખરાબ હુવા ! પહિલા તુમારા ખાના આયા ફિર હમારા ખાના મંગતા નાથા. અબ ફિર જાતે હૈ કયોં; વો નહિ ચલેગા. "

અમલદાર—" તુમેરા ખાના મુત હય. "

સાધુ—" તુમેરા ખાનાભી મુતકાજ હય "

અમલદાર—" કિસ તરહસેં "

સાધુ—" જીસ ખોરાક તુમને થાળમેં મંગવાયા હય વો કહાંસે પેદા હુવા ઇસ્કા ખ્યાલ કરો, નરનારી કામુત એકઠા હોતા હય ઓર ઉસસ બબને લીયે જન્મ ધારણ હો શકતા હય. ઉસ્કાં તુમ લોગ ખોરાક કર કે ખાતે હો તો કયા જાનવર કરતાં મનુષ્ય કામુત અચ્છા નહિ હય ! ચલાવ તુમ ખાવ ઓર મેં ખાઉં. "

અમલદાર–" સાધુ મહારાજ ! યે ખોરાક અબ મેરે સે નહિ ખાયા જાતા હય. "

સાધુ–" તો હમ ક્યા કરે ! પેહલિ કરાર પ્રમાણે તુમેરા શીર કાટને દો "

અમલદાર–" મહારાજ ! હમ તુમેરે આધિન હું; આજ મેરા સબ શકને આપે નાબુદ કીયા હય. મેરા શીરકા આપ ચાહો સો કરલો. "

સાધુ–"દેખો બચ્ચા ! એસાના પાક ખોરાક ખાનેકા છોડદો અને જીસ વરસાદ સે અનાજ પાક તે હય વોહી અનાજકા ખોરાક ખાલ્યો. કોઇભી સંત સાધુકુ છેડના નહિ; કારણ સબ સાધુ સરખે નહિ હોતે હય. "



## વારતા ૩ ૭.



### આતો ભાઇનું ભુષણ કે બ્હેનનો હીરો વધાવ્યો ! ! !

મધ્ય રાત્રી વીતી ગઇ હતી. વડોદરાના વાંકાનેર થીયેટરમાં 'શ્રી દેશી નાટક સમાજ 'નો ' મોહિની—ચંદ્ર 'નો આજે ખેલ હતો: થોડા

સમયમાં ખેલ ખલાસ થયો; સૌ કોઇ વિખેરાવા લાગ્યું; પ્રેક્ષક વર્ગની બ્હાર નીકળવાની ધમાલ અને હોટલોની હાર વચ્ચે થઇ એક ખુબસુરત ગાડી થીયેટરના ઝાંપામાંથી બ્હાર નીકળી અને શહેરના સહિયામ રસ્તા વટાવી ' માંડવી ' આગળ આવેલા એક ભવ્ય બંગલાના વિશાળ કમ્પાઉન્ડમાં દાખલ થઇ. ગાડીવાને નીચે ઉતરી બારણું ખોલ્યું કેતરતજ તેમાંથી એક સ્ત્રી અને પુરૂષ બ્હાર નીકળ્યાં અને તેઓએ બંગલામાં પ્રવેશ કર્યો. પુરૂષનું વય આશરે પચીશેક વર્ષનું જણાતું હતું; તેના શરીરનો બાંધો મજબુત અને કદમાં તેનીચો હતો. તેની સાથે આવેલી યુવતિની ઉમ્મર અરાઢ વર્ષની હતી; તે યુવતિનો ચ્હેરો અતિ મોહક હોવા ઉપરાંત સુંદરતાથી ભરેલો હતો; પરંતુ આ નાની વયની તરૂણીના સૌભાગ્યનો નાશ થયો હોય, અર્થાત તે યુવતિ વૈધવ્ય દશાને પ્રાપ્ત થઇ હોય એમ તેના હસ્ત સ્પષ્ટ સુચવતા હતા. કારણ કે તેના હસ્તમાં સૌભાગ્ય સુચક એક પણ ચિન્હ માલુમ પડતું ન હતું; પરંતુ આજ કાલનાં સુધરેલી, ફેશનમાં ફસી પડેલી વિધવાઓમાં વપરાતી સુવર્ણની ન્હાની બંગડીઓને તેણે પોતાના હસ્તથી વિમુક્ત કરી નહોતી; અંગ ઉપર એક શ્વેત રેશમી સાડી ઓઢી હતી; આ સિવાય તેના અંગ ઉપર કંઇ પણ જાતનાં બીજાં આ ભુષણ નહતાં; છતાં તે તરૂણ યુવતિની લાવણ્યતા કાંઇક અધિક જણાતી હતી; ખરે ખર, તેની તે અપ્રતિમ લાવણ્યતાને, શણગારી અર્થાત અલંકારોથી વિભુષીત કરી, વધુ સુંદર બનાવવા કોઇ પણ જાતનાં આ ભુષણોની આવશ્યકતા હતીજ નહી.

તે સ્ત્રી પુરૂષે બંગલામાં પ્રવેશ કર્યો અને પોતાના શયન ગૃહમાં જઇ એક કોચ ઉપર તે બન્ને જણ બેઠાં. હવે તે યુવતિ પેલા યુવાન

પ્રત્યે બોલી, " ખરેખર, આજનો ખેલ ઘણોજ સરસ હતો, નહિ વ્હાલા ? ધન્ય છે.

'મોહિની ' તારા અચળી પ્રેમને ધન્ય છે. "

પ્રિય વાંચક ! એક વિધવાના મુખમાંથી ' વ્હાલા ' શબ્દનો ઉચ્ચાર થતો જોઇ તું આશ્ચર્યતામાં ગર કાવ થઇશમાં ! આ લેખકની લેખિની તને જયાં લઇ જવા માગે ત્યાં આનંદથી, ધૈર્ય ધરી પ્રવેશકર! પેલા યુવાને પ્રત્યુત્તર આપ્યો; "પ્રિયે ! ખેલ તો ઘણોજ મજાનો ! એમાં શક શું ! વળી વિદ્વાન સાક્ષર ' ડાગાભાઇ ' ની અત્યુત્તમ કલમની અપુર્વ રસિકતા ! પછી પુછવુંજ શું ? પરંતુ વ્હાલી ! એતો નિઃસંશનીય છે કે સ્ત્રી જાતિ આખરે સ્ત્રી જાતિનુંજ સારૂં બોલે. "

યુવતિ–" એમ શામાટે બોલવું પડયું નાથ ? "

યુવાન–" અમસ્તું ! ' મોહિની ' ને તમે ધન્યવાદ આપો છો, તો શું ' ચંદ્રકાંતે ' એક સત્ય પ્રેમની ખાતર ઓછું સહન કર્યું છે ? તેની તે સહન શીલતા માટે શું તેને હઝારો ધન્યવાદ નથી ઘટતા ? "

યુવતિ–" ઘટે છે ! નાથ ! ઘટે છે. નિષ્પક્ષપાત પણે હું જાણું છું કે આજના ખેલમાં તે બન્ને પાત્રો ઉમદા હતાં. " આટલું બોલી તે યુવતિ તે યુવાનને ગળે બાઝી પડી અને ધીમેથી એક ચુંબન કર્યું.

યુવાન–" પ્રિયે ! કુમુદિની ! વાર્તાલાપ કરવાનો આ સમય નથી; રાત્રી ઘણી વીતી ગઇ છે; વળી વ્હાલી ! તું શ્રમિત છે, તો ચાલ હવે જરા નિદ્રા લઇએ. "

યુવતિ–" પરંતુ નાથ ! ' ચંદ્રરાય અને મોહિની ' માફક આ પણ બન્નેના હૃદયમાં વસી રહેલો પ્રેમ, દ્રઢતાના કિલ્લા તળે શું સહિ સલામત નહિ રહી શકે ! "

યુવાન–" ગાંડીરે ગાંડી ! એવા ઘેલચ્છા ભરેલા વિચારોને શા માટે સ્થાન આપે છે ? ચાલો હવે સુઇ જઇએ. "

તે બન્ને જણ સંસાર સુખાનુભવ ભોગવતાં, પ્રેમની ઘેલચ્છામાં પરસ્પર ચુંબન દેતાં, અધરામ્રતનો આ સ્વાદ લેતાં એક પલંગમાં એકજ શય્યા ઉપર લોટી રહ્યાં અને થોડા સમયમાં નિદ્રાદેવીએ પોતાની હકુમત તેમના ઉપર પ્રસરી, તેમને નિદ્રા ગ્રસ્ત બનાવી મુકયાં.

તે યુવાન પુરૂપ કોણ ? તે યુવતિ કોણ ? વળી યુવતિ એક વિધવા ! છતાં એકજ શય્યા ઉપર એક પુરૂપની સોડમાં તે નિદ્રા વશ થાય એ શું સંભવિત છે ? અલબત એ વાત સંભવિત છે; જમાનો પલટાઇ ગયો છે; સર્વત્ર ફગીફાગી વ્યાપી રહ્યો છે; તેની સર્વોપરી સત્તા નીચે ન બનવા જેવી વાતો બને એ સંભવિતજ છે.

ઉપર જણાવેલ વિધવાનો વિલાસી વડોદરાનો રહીશ હતો; તેનું નામ નાનાલાલ હતું; બાપ દાદાના વખતથી ચાલી રહેલો શરાફીનો ધંધો તે કરતો હતો; તેની પેઢીનો સર્વ કાર્ય ક્રમ તેનો મુનીમ બાલાભાઇ કરતો હતો; બાલાભાઇ પેઢીમાંથી નાણાં ઉઠાવે જતો હતો; નાનાલાલના દુકાન તરફના દુર્લક્ષે તે લુચ્ચો પૈસા ખાઉ મુનીમ તેના દુષ્કર્મોમાં ઘણો એક વખત ફાવી ગયો; હરામના પૈસાથી તે પોતાનું ઘર ભરતા ચુકયો નહિ; આ સિવાય ટુંકામાં નાનાલાલ ગાડી, વાડી, વજીફા અને બંગલાઓનો માલીક હતો.

હમણાજ નાનાલાલની સોડમાં સુતી મુકેલી યુવતિનું નામ કુમુદિની હતું; તે નટનગરની રહીશ હતી; સોળ વર્ષની ભર યુવાવસ્થા માંજ વૈધવ્યતાના દુષ્ટ પવને તે ખીલતી કળીને જડમુળથી ઉખાડી નાખી હતી; વિધવા થયા પછી સાસુ સસરાના સત્ય દાબતળે રહેવા તેનું મન માન્યું નહિ; તેનાં માબાપ મૃત્યુ પામ્યાં હતાં; સગામાં તેને એક સગોભાઇ હતો; ભાઇને કંઇ સંતાન નહોતું; આ ભાઇને ત્યાં તે રહેતી હતી અને કુચ્છંદના કુસંસર્ગમાં આવી પડી હતી.

તેના ભાઇનું નામ રમણલાલ હતું; તે બુકસેલરનો ધંધો કરતો હતો; નાની નાની નમાલી ચોપડીઓ બ્હાર પાડી તેની ફેરી કરતો અને તેમાંથી જે કાંઇ મળતું તે ઉપર પોતાનો નિર્વાહ ચલાવતો હતો; તેના બાપ દાદાના વખતથી નાનાલાલના ઘર સાથે તેને સારો સંબંધ હતો; તેને નાણાની જરૂર પડતી તો નાનાલાલની પેઢીમાંથી તે ઉપાડતો હતો, તેઓનો આ સંબંધ દિન પ્રતિદિન વધતો ગયો નાનાલાલ કોઇ કોઇ વખત નટનગર આવતો હતો; પરંતુ કુમુદિની સાથે પ્રેમમાં પડયા પછી તો તે અઠવાડીયામાં બે વખત નટનગરની મુલાકાત લેવા લાગ્યો; આમ કેટલા એક દિવસ ચાલ્યું; રમણને આ વાતની ખબર પડી પરંતુ તે બિચારો ભોટ સરખો બીજું શું કરે ? જ્યારે ભાઇ જાય દુકાને ત્યારે કુમુદિની બોલાવે સુવાને એવો ઘાટ ચાલી રહ્યો હતો; રમણ નાનાલાલ સાથે જો તકરારનાં બીજ વાવે તો તેનું કડવું ફળ તેને પોતાનેજ ચાખવું પડે એમ હતું; આથી તેણે ઉપર રહીને જે થાય તે જોયા કર્યું; પાછળથી બ્હેનને તેમ વર્તવા છુટ આપી; આશુક માશુકો ભેટવા લાગ્યાં, અને વચમાં રમણ ખીસ્સાં તર કરવા લાગ્યો, નુતન બનેવીના પૈસા ઉપર તે લાલ થઇ ફરવા લાગ્યો. પાછળથી પોતે બ્હેનને લઇ વ-

ડોદરે રહેવા ગયો; કુમુદિની જેવી બ્હેન રૂપી હીરાને ગુમાવ્યો; બ્હેનની આબરૂ રૂપી ચેક ફડાવ્યો; બ્હેનની શિયળતાની નોટ વટાવી અને આખરે રમણ લક્ષ્મીવાન થયો ! વડોદરે તેણે એક દુકાનમાં દેવાળું મુકયું; નટનગરનાં ઘરબાર ગીરો મુકાયાં અને રમણ હાલ બેહાલ થઈ ગયો ! શેઠના પૈસાથી માતબર બનેલા લુચ્ચા નફટ અને નીચ બાલાભાઈનું ઘર બળી ગયું; તેની સઘળી મીલ્કત ખલાસ, સ્વાહા થઇ ગઇ તેનું મગજ ભમી ગયું અને આખરે તે ગાંડો થઇ ગયો; આ સ્થિતીમાં કેટલેક વર્ષે ટાંટીઆ ઘસતો, ભીખ માગતો, કરેલા કૃત્યોનો જવાબ દેવા પરમાત્માના પરમ ધામમાં તેચાલ્યો ગયો !

કુમુદિનીને ગર્ભ રહ્યો હતો, તેનો ગુપ્ત પણે નાશ કર્યો; સરકારમાં એ વાત જાહેર થઇ; તેના ઉપર કેસ ચાલ્યો; નાનાલાલે પૈસા વેરવામાં કચાશ રાખી નહીં, વકીલો અને બેરીસ્ટરોનાં ઘર ભરાયાં; નાનાલાલ કેસ જીત્યો; કુમુદિની નિર્દોષ જાહેર થઇ. નાનાલાલ અને કુમુદિનીના પ્રેમમાં કેટલેક વર્ષે તુટ પડી: કુમુદિની નાનાલાલનો હજારોનો માલ ઉચાપત કરી મુંબાઇમાં જઇ રહી અને ત્યાં વેશ્યા વાટિકામાં બેસવા લાગી ! ! ! (અપુર્ણ ) લખનાર, બેજન.

( આ વાર્તાનો બીજો ભાગ હમારી બીજી ચોપડીમાં બ્હાર પડશે )

# વારતા ૪ થી.

## સત્યનો જય !

પ્રાચિન સમયમાં એક સાહુકારને એક પુત્ર હતો; તેને નઠારી સોબતને લીધે ચોરી કરવાની ખરાબ ટેવ પડી હતી. તે સાહુકાર હવે મરણ પથારીએ પડયો હતો; પરંતુ પુત્ર ચિંતાથી શેઠનો પ્રાણ જતો ન હતો. એક સમયે તે પુત્રે પોતાના પિતાને પુછ્યું " હે પિતાજી ! આ પનો જીવ શેમાં રહી ગયો છે ? જે કોઇ વાતે તમે મુંઝાતા હોતે મને જણાવો " તેનો પિતા બોલ્યો, " દિકરા ! મારો જીવ તારામાંજ છે; હવે તું મોટો થયો; તને હું વધું શું કહું ! પરંતુ ચોરી કરવાની તારી આ ખરાબ ટેવને તું છોડી દે જે તો તું સુખી થઇશ; અને મારા મિત્ર મગનલાલને દર સવારે ત્હારે સલામ કરી આવવી. એજ મારી મોટામાં મોટી ઇચ્છા છે. " પુત્રે તે કબુલ કર્યું એટલે શેઠનો પ્રાણ ગયો. હવે કરમચંદ પોતાના મૃત્યુ પામેલા પિતાના કહેવા મુજબ મગનલાલ શેઠને હમેશાં સલામ ભરી આવતો હતો. એક દિવસે મગનલાલની સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે " પેલા લુચ્ચા કરમચંદને તમે ઘરમાં કેમ પેસવા દ્યો છો ! તેને આપણે ત્યાં આવતો અટકાવવો જોઇએ. " ત્યારે મગનલાલ શેઠ જવાબ આપ્યો " તેનો પિતા મારો મિત્ર હતો; મરતી વખતે તેના પુત્રની મને ભલામણ કરી છે એટલે હું તેને અટકાવી શકું એમ નથી. પણ કોઇ યુકિત યોજી શું. " બીજે દિવસે સવારે કરમચંદ સલામ કરવા આવ્યો ત્યારે શેઠે તેને કહ્યું " અરે! કરમચંદ ! મારા કહેવા મુજબ જો તું વર્તીશ તોજ તને સલામ કરવા

આવવા દઈશ. ” તેણે જવાબ આપ્યો “ ભલે મને કહો, હું તે પ્રમાણે વર્તીશ; પરંતુ મારા પિતાના વચનને ઉથાપીશ નહિ ” મગનલાલે કહ્યું “ તારે કોઈ દિવસ જુઠું બોલવું નહિ; હમેશાં સત્ય બોલવું ” તેણે તે કબુલ કર્યું, હવે ઘરમાં પૈસા ખુટવાથી એક દિવસ તેણે ચોરી કરવા જવા વિચાર કર્યો તેજ વખતે મગનલાલ શેઠને જુઠું ન બોલવાનું આપેલું વચન યાદ આવ્યું; વળી સત્યને આંચ નથી એમ વિચારી ચોરી કરવા નીકળ્યો. આ સમયે રાત્રીના બાર વાગ્યા હતા; નગરનો રાજા નગ્ર ચર્યા નિહાળવા નીકળી પડ્યો હતો તેને કરમચંદ સામો મળ્યો; રાજાએ પુછ્યું “ કોણ છે એ ” કરમચંદે સત્ય બોલવાની ખાતર જવાબ આપ્યો “ ચોરછું ” ત્યારે રાજાએ પુછ્યું “ ક્યાં જાય છે ? ” તેણે જવાબ આપ્યો “ રાજાને ત્યાં ચોરી કરવા જાઉછું ” રાજાએ ધાર્યું કે આ કોઈ ગાંડો માણસ છે; કારણ ચોર હોય તે આવો જવાબ આપેજ નહિ. તેથી રાજા ત્યાંથી આગળ ચાલ્યો કરમચંદે રાજાના મહેલનો રસ્તો લીધો; મ્હેલમાં દાખલ થયો અને કીમતી ઘરેણા વિગેરે ઉઠાવી પાછો ફર્યો. ફરીથી તેજ રાજા તેને સામો મળ્યો ત્યારે તેણે પુછ્યું “ ક્યાંથી આવ્યો અલ્યા ! ” કરમચંદે જવાબ આપ્યો “ રાજાના મહેલમાંથી ચોરી કરી આવ્યો. ” રાજાએ જાણ્યું કે આતો પેલો ગાંડીઓ છે તેથી તેને જવા દીધો અને પોતે મહેલમાં જઈ સુઈ ગયો. સવાર થતાં રાજાને ખબર પડી કે ચોરી થઇ છે, તેણે મનમાં વિચાર કર્યો કે રાત્રે જે ગાંડીઓ તેને મળ્યો હતો તેજ ચોર હોવો જોઇએ, પરંતુ તે કોણ હતો ! ક્યાં રહે છે ! તેની તેની ખબર હતી નહિ. રાજાએ ઘણો વિચાર કર્યો ત્યારે તેને માલુમ પડ્યું કે પોતાના મહેલમાંથી આ રીતે ચોરી કરવાની હીમ્મત ધરાવનાર પુરૂષ જુઠું

બોલતો હોવો જોઇએ નહિ. આથી પોતાના નગ્રમાં એક પુરાતન કાળીનું શિવાલય હતું ત્યાં આખા નગ્રને દર્શને જવાનો હુકમ કર્યો; અને જો કોઇ દર્શન કરવા નહી આવે તો તેને ગરદન મારવાનો હુકમ કર્યો. ગામના સઘળા લોકો દર્શન કરી આવ્યા ત્યાર પછી કરમચંદ ગયો. શિવાલયમાં પેસતાં રાજાએ તેને પુછ્યું " તમે કોણ છો ? અને શું ધંધો કરો છો ? " કરમચંદ બોલ્યો " હું વાણીયો છું અને ચોરીનો ધંધો કરૂં છું. " રાજા—" થોડા સમય ઉપર રાજાને ત્યાંથી તમે ચોરી કરી હતી ? " તે કરમચંદ—" હાજી ! આપ મને એ વખત માર્ગમાં મળ્યા હતા તેજ દિવસે મેં ચોરી કીધી હતી. " આથી જવાબથી રાજા અને પ્રસન્ન થઇ બોલ્યો, " ચોર લોકો સાચું બોલે નહિ અને તમે બોલો છો તેનું કારણ શું ! " કરમચંદે હવે પોતાનું યથાસ્થિત વર્ણન કર્યું; રાજા તેની ઉપર ઘણો પ્રસન્ન થયો, અને કરમચંદને સીરપાવ આપ્યો અને તેને સેનાપતીની જગ્યા આપી; સેનાપતીના પોશાકમાં થોડાક સિપાઇઓને સાથે લઇ તે મગનલાલ શેઠને મળવા ગયો, મગનલાલે તેને આવો મોટો હોદ્દેદાર થએલો જાણી અતિ પ્રસન્નતા દર્શાવી ત્યારે કરમચંદ બોલ્યો, " મુરબ્બી શ્રી એ આપનીજ કૃપાનું ફળ છે; આપે મને સત્ય બોલવાની ફરજ પાડી તેનુંજ આ સદ પરિણામ છે; હું આપનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. " મગનલાલ બોલ્યા,

" પ્રીત કરીયે જાન સુજાનસેં, ઓર હેવાનકી પ્રીત કયસી ?
" કવીગંગ કહે છાશ મીઠી, પણ કંઇ દુધ જેસી ! "

માટે લુચ્ચા, દગાબાજ અને વ્યસની મિત્રોના સહવાસમાં

કદી ન રહેવું; તેની મિત્રાચારીથી લાભ થતો નથી પણ ઉલટી હાની થાય છે; જીંદગી જોખમમાં આવી પડે છે. માટે જ્ઞાની, વિવેકી અને સજ્જન મિત્રોના સહવાસમાં રહેવું, જેથી સુધારાના પાયા ઉપર આવી પોતાની સ્થીતિ સુધારવા મનુષ્ય શકિતવાન થાય છે. સત્ય વકતા સર્વત્ર પુજાય છે; માટે દરેક પુરૂષે સત્ય સંભાષણ કરવું. ”

## રત્ન-દિપક દવાઓ

૧ ખશ, ખરજવાને દાદરને માટે
અકશીર દવા ફકત એકજ વખત ચોપડવાની છે કી૦ ૦-૨-૦.

૨ વશંત માલતી-ધાતુ પુષ્ટીને માટે તો. ૬-૦-૦

૩ અજીરણ તથા ઝાડો વીગેરેને માટે કી૦ ૦-૪-૦ વિ. પી. જુદુ. હમારી દવાથી ફાયદો ન થાય તો પૈસા પાછા આપવામાં આવશે. લખો.

**રત્ન-દિપક ઓફીસ—નડીયાદ**

# વારતા ૫ મી.

---

## બેરીસ્ટર કે ભુખડી બારસ ?

પ્રિય વાંચક ! બેરીસ્ટર શબ્દ વાંચતાંજ વિચાર માળાના મણકા મુકવા માંડશો નહી ! બેરીસ્ટર કદાચ વિદ્વાન વર્ગીય વિલાયતમાં જઈ બેરીસ્ટરની પરિક્ષા પસાર કરી આવ્યા હશે એમ ધારી વિલાયત ગમનના ખર્ચની ગણિતના આંકડામાં ગણતરી કરવા મંડી પડશો નહિ ! બેરીસ્ટર, સાહેબ, સાત સમુદ્રની સફર ગુજારી સ્વધામ! અરે સ્વદેશના સ્વગૃહે પધાર્યા હશે, એવા મિથ્યા સંકલ્પ વિકલ્પો ઉપજતા હોય તો તેને ત્યજી દેજો ! બેરીસ્ટરના સંબંધમાં ઉપર પ્રમાણે બનવા પામ્યું નથી જ,તો પણ તે બેરીસ્ટર સાહેબ, વિલાયતી વિદેશીય વાઈન ગ્લાસોના વિલાસોને વિમુખન કરતાં, સદા સર્વદા તેમાં સડતા પડી રહેતા હતા એ મહા વાકયને આપના હૃદય તકતામાં સ્થાન આપી આબંદ જડી રાખજો ! તે બેરીસ્ટર સાહેબ, કોર્ટો, કચેરીઓમાં કેસ લઢનાર અસીલોના વકીલ નહતા; પરંતુ તેઓશ્રી સુધારાના સાથી ચાલુ સંસારની રમણીઓના રંગ રાગની રેલંછેલ ઉડાવી રહેલા શોખીન કે સજ્જન પુરૂષોના પરિચિત બખેડા બેરીસ્ટર હતા ! ! !

વાંચક ! લેખકના લાંબા લાંબા શબ્દોની વાણીમાં વર્ણવેલા આ બેરીસ્ટરના વિસ્તીર્ણ વર્ણનથી કંટાળ્યા તો નથીને ! જો કંટાળ્યા હો તો જરા મગજ તર કરો ! અને માણેક નગરની દીવાળીપોળમાં પ્રવેશ કરો; જમણા હાથ તરફ ખંડીયેર જેવું ખંડિત ગ્રહ દેખાય છે તેમાં

આપણે પ્રવેશ કરવાનો છે. તે ગ્રહમાં પ્રવેશ કર્યાથી તેમાં જમણા હાથ ઉપર એક દ્વાર દેખાય છે. તે દ્વાર આ સમયે અર્દ્ધ ખુલ્લું અને અર્ધ બંધ રાખેલું જણાય છે. અંદરના ભાગમાંથી હસા હસનો જબરો જથ્થો કર્ણદ્વારમાં અથડાય છે. અંદર શું ધાલ મેલ થઇ રહી છે તે જોઇએ ! તે ઓરડાની વચ્ચે એક રાઉન્ડ ટેબલ ગોઠવેલું હતું જેની ઉપર બાટલીના બુચ ઉડાવી રહેલી મદિરા બોટલ અને મદિરા પાન કરવાનું પાત્ર પડી રહ્યું હતું. તે ટેબલની આસપાસ ત્રણ ખુરશીઓ ગોઠવેલી હતી; તેના ઉપર ત્રણ યુવકો મદિરા પાનમાં મસ્ગુલ થઈ બેઠેલા હતા, અને મદિરાનો સત્કાર—તેનું સ્વાગત કરવા તેઓ અતિ તત્પરતા ધરાવી રહેલા જણાતા હતા. અતિપય મદિરા પાનના જોસથીજ તેઓએ આ ઓરડાને હસાહસમય બનાવી મુકયો હતો. આ સિવાય તે ઓરડામાં એક હીંચકો અને એક ખુણે પડેલી પથારી, દ્રષ્ટી ગોચર થતી હતી. તે ત્રણ યુવકમાંથી એક યુવકે પોતાના ખીસ્સામાંથી ઘડીઆળ બ્હાર કાઢી અને બોલ્યો " સાડા ત્રણ તો વાગી ગયાં. " આ કથન સાંભળી તે ઘડીઆળ તરફ ટીકી ટીકીને જોતો દ્વીતીય યુવક બોલી ઉઠયો, " બાલા બેરીસ્ટર ! આ ઘડીઆળ તો પેલા વૈદનાથનું તફડમચી કરેલું જણાય છે; કેમ એજ કેની ? ઘડીઆળતો ફર્સ્ટ કલાસ મજેનું છે; હશે વીશેક રૂપીઆની કીંમતનું ! " પ્રથમ યુવક જેનું નામ બાલા બેરીસ્ટર હતું, અને જે બેરીસ્ટરનું બ્યાન આપણે અગાઉ કરી ગયા છીએ તે બોલી ઉઠયો, " જરૂરત ! શંખપ્રસાદ ! જરા તરા તારનું કામ શીખ્યો એટલામાં તો આવા આવા તાર લાવતાં બી શીખ્યો હા ! ઘડીઆળ છે તો વૈદનાથનુંજ ! પરંતુ પેલી સુલોચનાનો તેની સાથે મેળાપ કરાવી આપ્યો હતો તે તો યાદ છે ને ! તેના ઈનામમાં

સાહેબ આ ઘડીઆળ મને બક્ષીસ મળ્યું છે. સમજ્યા ! "

શંખપ્રસાદ બોલ્યો " પરંતુ આ મરઘાભાઇએ પેલી બાબતમાં શું કર્યું તેતો કાંઇ કહેતાજ નથી ને ! બાલા બેરીસ્ટરે ત્રીજી ખુરશી ઉપર અડીંગા નાખી બેઠેલા મરઘાભાઇને પુછ્યું, " હા ! મરઘા ભાઇ ! તમે શું કર્યું ! શંકરલાલને આજે સાંજનો મેં વાયદો કર્યો છે. " મરઘાભાઇ—" કયું કાર્ય ! લક્ષ્મીલાલની પત્નિ વિદ્યાનું કેની ! " બાલા બેરીસ્ટર—" હા ! હા ! ભાઇ એજ ! જે બન્યું હોય તે ટુંકામાં પતાવ.હેની એટલે થયું ! "

શંખપ્રસાદ—" જુઓ મરઘાભાઇ ! લક્ષ્મીલાલને ત્યાં તમે જ તા આવતા રહ્યા તેથીજ આ કાર્ય તમને સોંપ્યું હતું, "

મરઘાભાઇ જરા ડોકું ધુણાવતો હાસ્યજનક વદને બોલ્યો, "મિત્રો ! આ કાર્યમાં સઘળો ભરોસો તમે મારી ઉપરજ રાખ્યો હતો એ હું જાણું છું; અને તમે સુચવેલા કાર્યમાં હું ફ્તેહમંદ નીવડી ચુકયો છું; વળી—" મરઘાભાઇ કાંઇક આગળ બોલવા જતો હતોતેને અટકાવી બબેડા બેરીસ્ટર વચમાંજ બોલી ઉઠયા, " હેં ! હેં ! કેવી રીતે મરઘા ફ્તેહ મંદીની ફ્તેહપર એક શરાબનો પ્યાલો ભરો શંખપ્રસાદ ! "

શંખપ્રસાદે—બાટલીનો બુચ ફ્ચો ફ્ચ તોડયો અને મદિરા પાનમાં મસ્ગુલ રહેતા ત્રણે મસ્ત મિત્રોએ તેનો યથા શકિત સત્કાર કર્યો શરાબની સંગતની રંગતમાં ઝુલતો બાલા બેરીસ્ટર બોલ્યો, " હું ! મરઘાભાઇ ! આગળ ચલાવો " મરઘાભાઇ મદિરાપાનની મસ્તીમાં સુસ્તી બીગાડતાં, અને ઉરાડતાં બરાડી ઉઠયો, " વિદ્યાને અનેક રીતે મેં સમજાવી છે; અને આખરે તેણે કબુલ કર્યું છે. આજે સાંજે સાત વાગે મારે ત્યાં આવવાનું તેણે મને વચન આપ્યું છે; માટે નિશ્ચીંત

રહે. " બાલા બેરીસ્ટર અને શંખ પ્રસાદ સાથેજ બોલી ઉઠયા " અ તિ આનંદની વાત ! " આવાર્તા આટલેથીજ અટકી અને બાલા બેરી સ્ટરને પડતો મુકી શંખપ્રસાદ અને મરઘાભાઇ એ ત્યાંથી ચાલવા માં ડયું તેમને જતા જોઈ બાલા બેરીસ્ટરે તેમને રોકયા અને બોલ્યો, "ત- મે બન્ને હવે પરવારીનેજ આવજો; યાર ! શું કરૂં ? હું લાચાર છું; કારણ કે મારો ડોસો નાહક બડબડે, નહિતો તમને અહીંજ જમાડી લેત; પરંતુ ભુલશો નહિ: સાત વાગ્યાં પહેલાં આવજો ! મરઘાભાઇ ! વિ- ઘાને તો તારી સાથેજ તેડતો આવજે; અને શંખપ્રસાદ ! તું શંકરલા લને બોલાવતો આવજે; વળી તેને કહેજે કે વિઘા માલ સાથે સાંજે સાત વાગે જરૂર આવવાની છે માટે તું પણ માલ મ-તા સાથેજ લેતો આવજે જાઓ હવે; હું પણ જરા નાસ્તો કરી લઉં " ક્ષણેક ઉપર દારૂનો દરબારી ઠાઠ દર્શાવતો તે ઓરડો શુન્ય થઇ પડ્યો. ત્રણે બેવકુ- ફના સરદાર મિત્રો જુદા પડયા.

*　　*　　*　　*

સાડા છ વાગી ગયા હતા; બાલા બેરીસ્ટર અત્યારે પોતાના ઓરડામાં એકલોજ બેઠો બેઠો કોઈની માર્ગ પ્રતિક્ષા કરતો જણાતો હતો પોતે પ્હેરેલા જાકીટના ખીસ્સામાંથી વારંવાર ઘડીઆળ બ્હાર કાઢી તે સમય જોતો હતો; તેની ધૈર્યતાનો અંત આવ્યો; તે એકદમ બોલી ઉ ઠયો, " સાતમાં પાંચજ મીનીટ બાકી રહી; હજી કોઇ આવ્યું નહિ ! તેનું કારણ શું ! " ઉપરના શબ્દોચ્ચાર સાથેજ કોઇના આવવવાનો તેણે પગ રવ સાંભળ્યો; તે ઉઠયો; દ્વાર તરફ દોડયો; કોઇ માલુમ પડયુ યું નહિ; આખરે નિરાશ થઇ ખિન્ન વદને પાછો ફર્યો અને હીંચકા

ઉપર જરા આડો થયો ! વળી પુન બેઠો થયો; ઘડીઆળમાં જોયું; સવા સાત વાગ્યા હતા; સમય વીતાવવા ટેબલ ઉપરથી દીવાસળીની પેટી લઇ બીડી સળગાવી અને શંખ પ્રસાદ હાથમાં એક નાની પેટી લઇ શંકરલાલ સાથે ત્યાં હાજર થયો અને બાલાબેરીસ્ટરને પુછ્યું " હજી ! મરઘાભાઈ આવી પહોચ્યો નથી કે શું ? કેમ તેને વાર લાગી ! " બાલા બેરીસ્ટર તેના મનનું સાંત્વન કરતો બોલ્યો " આવતો હશે; વિધાને લીધેજ તે રોકાયો હશે. " ઉપરના શબ્દો તે બોલી રહ્યો એટલામાં તો મરઘાભાઇ વિધા સાથે ત્યાં હાજર થયો, ત્રણે મિત્રો એ ખુરશી ઉપર પોતાની બેઠક લીધી; વિધા અને શંકરલાલ હિંચકા ઉપર ઝુલવા લાગ્યાં. બાલા બેરીસ્ટર વિધા પ્રત્યે બોલ્યો, " કેમ વિધા શંકરલાલ તૈયાર થઇને આવ્યા છે; તું પણ તૈયાર તો છેની ! આજે રાત્રે મેલમાં તમારે જવાનું છે; શંકરલાલને ત્યાં તું સુખી થઇશ; વળી વિધા ! તને ગાડી મળશે; ફરવા વાડી અને બાગ બગીચા મળશે; તારો શોખ પુરો કરવા માલ મતા મળશે; પછી તને શું વધુ જોઇએ ? વિધા ધીમેથી બોલી " મને તો પતિ સુખ વિના બીજા કશાની ઇચ્છા નથી; મુવો એ લક્ષ્મીલાલ ! એ આઠ વરસનો અને હું સોળ વર્ષની મને તે શું સુખ આપી શકવાનો હતો ! વારૂ ! બાલા બેરીસ્ટર ! આશુક માશુકનો સંયોગ કરાવી આપ્યા બદલ હું તમને જેટલું ન આપું તેટલું થોડું છે; પરંતુ લ્યો આ એક વીંટી ! " " અને લ્યો આ એક હાર ! " શંકરલાલ બોલ્યો અને બાલા બેરીસ્ટરને તે હાર આપ્યો. બાલા બેરીસ્ટર ખુબ ખુશ થયો. વાઇન ગ્લાસોમાં ઉપરા ઉપરી ડોઝ ભરાવા માંડ્યા; વિધાએ લેવામાં જરાપણ બાકી રાખી નહિ.

( અપુર્ણ )

પ્રિય વાંચક ! વિદ્યા શંકરલાલ સાથે ન્હાસી તે રાત્રે કયાં ગઇ ત્યાં શું શું બન્યું ? એક એડીટરનો મેળાપ ! વિદ્યા સુધારાના પાયા ઉપર ! બાલા બેરીસ્ટરની બીગરી વિગેરે ચમત્કારીક વૃત્તાંત વાંચવાની ઇચ્છા હોય તો અમારી બીજી વાર્તામાળાના અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવો.

લખનારે

બેજન

---

## અભક્ષા ભક્ષની પેટા વારતા.

---

એક સમયે ભોજરાજા પોતાના સુગંધીમય બગીચાની અંદર હવા ખાવા માટે પધાર્યા તેમની સાથે પોતાના વિદ્વાન પંડીત કાલીદાસ પણ હતા. બગીચામાં ફરતાં ફરતાં રાજાજીના મનમાં કાંઇક વિચાર આવતાં કહ્યું પ્રિય "કાલીદાસ આદિપક સળગે છે. જોકે તેનો રંગ રતાશ પડતો પીળો છે અંદરનું તેલ પણ પીળું છે. બત્તી રૂની છે તો તેનો ધુમાડો કેમ કાળો નીકળે છે તે તેનો ખરેખરો ખુલાસો આપશો ? "

કાલીદાસે ઉત્તર આપ્યો. "સાહેબ આ પ્રશ્નનો ખુલાસો માત્ર એજ છે કે મહારાજા! દિપક પોતે અંધકારને ખાઇ જાય છે માટે તેનો ( મેશ ) એટલે ધુમાડો પણ કાળો નીકળે એમાં કંઇ પણ નવાઇ નથી. માટે માણસ જેવો ખોરાક ખાય છે તેવોજ તેનો ( ઓડકાર ) એટલે તેવીજ બુદ્ધી આવે છે. પ્રિય વાંચકો આવાજ કારણોને લીધે દરેક માણસે અભક્ષા ભક્ષ તજવોજ જોઇએ એમાં ઘણા ગુણ છે. એક તો હિંસા થાય છે એ મહાન પાપ છે. પરમેશ્વરના કરેલા ફરમાન તોડયાનો ગુનો થાય છે. વળી બુદ્ધી પણ ભ્રષ્ટ થાય છે માટે અભક્ષા ભક્ષ તજો એજ લેખકનો હેતુ છે.

---

## સાહેબ ! હવે વિચાર શેનો ! સમય થોડો છે!!

અમારું 'રત્ન-દિપક' વાંચ્યું ! તેના પ્રકાશક તરફથી ટુંક સમયમાં એક પુસ્તક બ્હાર પડનાર છે ! 'રત્ન-દિપક' કરતાં સર્વોત્તમ શ્રેષ્ઠતા ધરાવનાર રસીલી વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે ! નીચેનું ફોર્મ ભરી કાઢો અને સાથે અઢીઆનાની પોષ્ટની ટીકીટો બીડી પુસ્તક ઘેર બેઠે મંગાવીલ્યો ! ! !

### મહેરબાન સાહેબ,

આપના પુસ્તકની નકલ મોકલી આપશો. તેની કીમતની ટીકીટો આ સાથે બીડી છે, એજ લી. ( પુરૂં સરનામું લખવું )

## શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | | ડ | દ |
| ૧૨ | | જ્યા | પોતાનું સુત જ્યા. |
| ૩ | | ગઈ. | ગો |